# યુગાન્ડા પ્રોટેક્ટરેટની ભૂગોળ.

મગનભાઇ કિશોરભાઇ પટેલ
સ્કુલમાસ્તર, જીંજા. યુગાન્ડા.
(આફ્રિકા

# યુગાન્ડા પ્રોટેકટરેટની ભૂગોળ

( Hand-Book of Uganda )

નો અનુવાદ. થોડા ઘણા ફેરફાર સાથે.


અનુવાદક અને પ્રકાશક.-

**મગનભાઈ કિશોરભાઈ પટેલ.**

સ્કુલમાસ્તર. જીંજા. (યુગાન્ડા)





સંવત ૧૯૮૩. ]   પ્રત ૫૦૦.   [ સન ૧૯૨૭.

**કિંમત ૧ શિલીંગ.**

# પ્રસ્તાવના.

યુગાન્ડામાં ઘણા ગુજરાતી ભાઈઓ વસે છે, તેમાં ભણેલો વર્ગ ઘણો છે છતાં તેમણે ગુજરાતી ભાષામાં કોઈપણ જાતના લેખન-વાચનનો ફેલાવો કર્યો નથી. જેથી આ જે અલ્પ પ્રયાસ કરવામાં આવ્યો છે, તે ગુજરાતી ભાઈઓને ઉપયોગી થઈ પડશે એવી આશા રાખવામાં આવે છે.

અત્યારસુધી કંપાલા અને જીંજામાં જે ઇન્ડીઅન સ્કૂલો છે, તેમાં યુગાન્ડાની ભૂગોળ શીખવવામાં ઘણી અડચણ પડતી હતી. તે અડચણ દૂર કરવા આ ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

અંગ્રેજી નહિ ભણેલા તથા નવા આવેલા ભાઈઓને દેશની ભૂગોળથી માહિતગાર થવામાં આ ચોપડી ઘણી મદદગાર થઈ પડશે.

આ પ્રયાસ પ્રથમનો જ છે. તેમાં ભૂલચૂક પણ હશે. તે જે કોઈ ભાઈ સૂચવશે તેનો આભાર સ્વીકાર કરવામાં આવશે અને તે પ્રમાણે બીજી આવૃત્તિ સુધારવામાં આવશે.

આ પુસ્તક તૈયાર કરવામાં જીંજામાં રહેતા કેટલાક મારા મિત્રોએ મને બનતી મદદ કરેલી તેનો આ સ્થળે હું આભાર માનું છું.

લી. સેવક,

**મગનભાઈ કિશોરભાઈ પટેલ.**

# અનુક્રમ મણિકા.

યુગાન્ડા પ્રોટેક્ટરેટનું

# સામાન્ય વર્ણન



હદ.

ઉત્તરે એંગ્લો ઈજીપ્સન સુદાનનો મુલક.

પૂર્વે કેનીઆ કોલોની.

દક્ષિણે વિકટોરીઆ સરોવર.

પશ્ચિમે બેલ્જીયન કાંગો.

વિસ્તાર,

આ મુલકની ઉત્તર દક્ષિણ લંબાઇ ૩૬૦ માઇલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ ૨૯૦ માઇલ છે. ક્ષેત્ર-ફળ ૧૧૦૩૦૦ ચોરસ માઇલ છે. તેમાં ૧૬૧૬૯ ચોરસ માઇલ જેટલું પાણી છે. એટલે કુલ ક્ષેત્રફળના આઠમા ભાગ જેટલું પાણી છે. આ મુલક મુંબઇ ઈલાકાના ખાલસા મુલકથી થોડોજ ઓછો છે.

કુદરતી રચના.

આફ્રિકાના પૂર્વ કિનારાથી અંદરના ભાગમાં ૪૯૦ માઇલ દૂર અને દરીઆની સપાટી કરતાં સરેરાશ ૩૫૦૦ ફુટની ઉંચાઇએ આ યુગાન્ડા પ્રોટેક્ટરેટ આવેલો છે. આમાં વધારેમાં વધારે ઉંચો રૂવેનઝોરી પર્વત દરીઆની સપાટીથી ૧૬૭૯૪ ફુટ અને નીચામાં નીચું રૂડોલ્ફ સરોવર ૧૫૬૦ ફુટની ઉંચાઇએ આવેલું છે.

પર્વતો.

રૂવેનઝોરી : આ પર્વત વેસ્ટર્ન પ્રોવીન્સ અને બેલ્જીયન કાંગોની વચ્ચે ઉત્તર દક્ષિણ, આલ્બર્ટ અને એડવર્ડ સરોવરના કિનારા સુધી આવેલો છે. તેનું એક શિખર મરઘેરીટા ( ૧૬૭૯૪ ફુટ ) અને બીજું એલેકઝાન્ડ્રા ( ૧૬૭૨૬ ) છે. આ બંને શિખરો પર હંમેશાં બરફ રહે છે.

એલ્ગન : ( ૧૪૧૪૦ ફુટ ) આ પર્વત મબાલેની પૂર્વમાં ઇસ્ટર્ન પ્રોવીન્સ અને કેનીઆકોલોનીની વચ્ચે આવેલો છે. તેની ખીણો બહુ રમણીય અને ફળદ્રુપ છે. તેની તળેટીમાં "બુડુડા" અને "બુડાડીરી" રમણીય જગાઓ છે.

મફુમ્બીરો : આ જ્વાળામુખી પર્વત વેસ્ટર્ન પ્રોવીન્સના નૈઋત્ય ખુણામાં સરહદ પર આવેલો છે. તેનાં ઘણાં શિખરો છે. યુગાન્ડાની સરહદ પરનાં શિખરોઃ- મહાવુરા (૧૩,૫૪૭), મગાહીંગા (૧૧,૪૦૦) અને સેબીનીઓ (૧૧,૯૬૦).

કોકોન્જીરો (૬,૨૦૦) : આ પર્વત વેસ્ટર્ન પ્રોવીન્સમાં મબાલે પાસે આવેલો છે.

મોરોટો (૯,૭૦૦) : આ પર્વત કરમોજા ડિસ્ટ્રીકટમા છે.

આ સિવાય બીજા નાના પર્વતો, મોટા ડુંગરો અને ટેકરીઓ વગેરે ઘણાં છે.

**નદીઓ.**

નાઇલ : આખા યુગાન્ડામાં સૌથી મોટી નદી આ છે. તે જીંજા પાસે વિક્ટોરીઆ સરોવરમાંથી પડતા રીપન ફોલમાંથી નીકળી કીઓગા અને આલ્બર્ટ સરોવરમાં પડીને પાછી નીકળી આલ્બર્ટ નાઇલ અથવા બહુરેલજેબેલને નામે ઉત્તરમાં સુદાન અને અને ઇજીપ્તમાં વહી ભૂમધ્ય સમુદ્રમાં પડે છે. આ નદીમાં કીઓગા અને આલ્બર્ટ સરોવરની વચ્ચે એક નાનો મરચીશન ફોલ છે. જેમાં ૪૦૧ ફુટના ઢોળાવેથી પાણી પડે છે. જીંજાથી કાઓગા સરોવર સુધી અને મરચીશન આગળના થોડા ભાગમાં આ નદીમાં સ્ટીમરો ચાલી શકતી નથી. આ નદી ઉપર આવેલાં મોટાં ગામઃ-

જીંજા, નામાસાગલી, મસીન્ડી, અટુરા, મુટીર અને નીમ્યુલે છે. ઇજીપ્તની આબાદીનો આધાર આ નદીના પાણીથી થતી ખેતીવાડી ઉપર છે.

પલઘોમા : આ નદી મજાન્ઝીની ઉત્તરે બુસીઆ પાસેથી નીકળી કીઓગા સરોવરમાં પડે છે. આ નદીને

એલ્ગન પર્વતમાંથી આવતી માલાવા નદી મળે છે. આ સિવાય બીજી ટરોરો પાસેથી આવતી લુગાગા, એલ્ગન પર્વતમાંથી (બુડુકા પાસેથી) નીકળેલી માનાફ્વા, મબાલે પાસેથી આવતી નામાતાલા, કકોરો પાસેથી નીકળતી લવેરે અને ઇગાંગાની પૂર્વે અને કલીરો પાસે થઇ જતી નગોમ્બવા નદીઓ મળે છે. આ નદીનો ઉત્તરનો ભાગ સેલીસબરી અને ગેજ સરોવરો સાથે મળેલો છે. આ નદી ઓળંગવા માટે જુદે જુદે ઠેકાણે ત્રણ ફેરીઓ છે.

અસુઆ અથવા મોરોટો : આ નદી પૂર્વ સરહદ પર આવેલા મોરોટો પર્વતમાંથી નીકળી કીરપાટ્રીક સરોવરમાં પડે છે. ત્યાંથી નીકળી વાયવ્ય ખુણા તરફ વહી નીમ્યુલેની ઉત્તરે નાઇલને મળે છે.

કાફુ : નાઇલ નદીનો એક ફાંટો મસીન્ડી આગળથી નૈઋત્ય ખુણા તરફ વહી આલ્બર્ટ સરોવરમાં પડે છે. મૂળ આગળ આ નદી કાફુ અને મુખ આગળ નકુસી નામે ઓળખાય છે.

મુઝીઝી : આ નદી મુબેન્ડીની પશ્ચિમેથી નીકળી પશ્ચિમ તરફ વહી આલ્બર્ટ સરોવરમાં પડે છે.

કાટોન્ગા : આ નદીનું મૂળ અંકોલે ડીસ્ટ્રીકટમાં છે, તે પશ્ચિમથી પૂર્વ તરફ આવી વિકટોરીઆ સરોવરમાં પડે છે. મુખ આગળ કાટોન્ગાનો અખાત છે.

સેમ્લીકી : પશ્ચિમ સરહદ પર આવેલા એડવર્ડ સરોવરમાંથી નીકળી સરહદ ઉપર જ વહેતી વહેતી આલ્બર્ટ સરોવરમાં પડે છે.

સેઝીબ્વા : કંપાલાથી જીંજા જવાના રસ્તાની દક્ષિણે નકોકાજીરો પાસેથી નીકળી ઉત્તર તરફ વહે છે, તેને લુગાજી પાસેથી નીકળેલી મુસામ્બા નદી મળે છે. પછી તે ઉત્તરમાં કીઓગા સરોવરમાં પડે છે.

લુગોગો : બોમ્બો પાસેથી નીકળી ઉત્તર તરફ વહી કાફુ નદીને મળે છે.

મયાન્ઝા : કમ્પાલાની પશ્ચિમેથી નીકળી ઉત્તર તરફ વહી કાફુ નદીને મળે છે.

નાઇલ ખરેખરી નદી છે બીજી બધી નદીઓ એ એક જાતની પાણી ભરાઇ રહેવાની ઢળતી જમીનો છે, જેમાં પાણી ભરાઇ રહે છે અને તેમાં ઘણું ઘાસ ઉગે છે.

## સરોવરો.

યુગાન્ડા દરીયાની સપાટીથી લગભગ ૩૫૦૦ થી ૪૦૦૦ ફુટ જેટલી ઉંચાઇવાળો અને વિષુવવૃત્ત પર આવેલો દેશ છે, વળી તે પર્વતો, ડુંગરા, ટેકરા, ખીણો, જંગલો વગેરેથી ભરપુર છે, જેથી વરસાદનું પ્રમાણ સારૂં છે. આ વરસાદનું પાણી નદીઓ વાટે ખીણોમાં ભેગું થાય છે. તે ખીણોનાં સરોવર બન્યાં

છે, તેમાં વરસાદનું પાણી ભેગું થતું હોવાથી તે મીઠા પાણીનાં છે.

વિકટોરીયા ન્યાંઝા : (ન્યાંઝા એટલે સરોવર) આ સરોવર યુગાન્ડાની દક્ષિણ સરહદ પર દરીયાની સપાટીથી ૩૭૨૬ ફુટ ઉંચું આવેલું છે. તેનું ક્ષેત્રફળ ૨૬૮૨૮ ચોરસ માઇલ જેટલું છે, તેમાં સ્ટીમરો ફરે છે. આ સરોવરમાં ઘણી નદીઓ પડે છે, આ સરોવરમાંથી જીંજા આગળ રીપન ધોધ પડે છે ને તે ધોધમાંથી નાઇલ નદી શરૂ થાય છે. આ સરોવરના કિનારાનો ભાગ ઘાસ અને જંગલોથી ભરેલો છે, તેથી તે મલેરીયસ અને સ્લીપીંગ સીકનેસવાળો છે.

આ સરોવર પર યુગાન્ડાનાં બંદરો:- મજાન્જી, જીંજા, કીબાન્ગા, પોર્ટબેલ, એન્ટેબી, બુકાકાટા આવેલાં છે.

આલ્બર્ટ ન્યાંઝા : આ સરોવર યુગાન્ડાની પશ્ચિમે બેલ્જીનકોંગોની સરહદ પર આવેલું છે. આ દરીયાની સપાટીથી ૨૦૨૮ ફુટની ઉંચાઇએ આવેલું છે. આ સરોવર પર બુટીઆબા બંદર છે. નાઇલ નદી પર આવેલા મસીન્ડી બંદરથી અહીં સુધી પાકો રસ્તો છે, બેલ્જીયનકોંગો અહીં થઇને જવાય છે. આ સરોવરમાં પણ સ્ટીમરો ફરે છે, આ સરોવરનું ક્ષેત્રફળ ૨૦૬૪ ચોરસ માઇલ જેટલું છે.

કીઓગા : આ સરોવર નાઇલના પાણીથી બનેલું છે. નાઇલ નદી આ સરોવરમાંથી મસીન્ડી આગળથી

નીકળી ઉત્તરમાં જાય છે અને તેનો એક ફાંટો કાકુ નદીના નામે નૈઋત્ય તરફ જાય છે. આ સરોવરમાં પલઘોમા ને સેઝીબ્વા નદીઓ પડે છે. આ સરોવરના કિનારા પર આવેલાં બંદરો:- લાલે, બુગોન્ડો, કેલે, કયુંગ, મસીન્ડી એ બંદરોએ સ્ટીમરો ફરે છે. આ સરોવરનો એક ભાગ કવાનીઆ સરોવર નામે ઓળખાય છે.

એડવર્ડ : યુગાન્ડાની પશ્ચિમ સરહદ પર આવેલું છે. તે ૩૦૦૦ ફુટની ઉંચાઇએ આવેલું છે.

જ્યોર્જ : વેસ્ટર્ન પ્રોવીન્સના મધ્ય ભાગમાં ૩૦૧૫ ફુટની ઉંચાઇએ આવેલું છે. આ સરોવરના સાથે એડવર્ડ સરોવર કાઝીંગાની ખાડીથી જોડાએલું છે.

રૂડોલ્ફ : આ સરોવર રૂડોલ્ફ પ્રોવીન્સમાં દરીઆની સપાટીથી ૧૫૬૦ ફુટની ઉંચાઇએ આવેલું છે.

વામાલા : કંપાલાથી મુબેન્ડીના રસ્તાની બાજુ પર આ સરોવર આવેલું છે. તેનું પાણી કાટોગા નદી મારફતે વિકટોરીઆ ન્યાંઝામાં જાય છે.

આ સીવાય બીજાં નાનાં સરોવરો ઘણાં છે.

## ધોધ.

રીપન ફોલ્સ : જીંજા પાસે વિકટોરીઆ સરોવરમાંથી આ ધોધ ત્રણ જથ્થે પડે છે.

મરચીશન ફ્રોલ : વિક્ટોરીયા નાઇલ, કીઓગા સરોવરમાંથી નીકળી ઉત્તરમાં થઇ પશ્ચિમ તરફ વળી આલ્બર્ટ સરોવરને મળવા જાય છે. ત્યાંથી થોડે દુર ફજાવ આગળ આ ફ્રોલ ૪૦૧ ફુટની ઢોળાઇએથી પડે છે.

સેઝીબ્વા ફ્રોલ : આ ફ્રોલ જીંજાથી કંપાલા જતાં મુકોનો અને લુગાજી વચ્ચે સેજીબ્વા નદીમાં એક નાનો ફ્રોલ છે જેમાં ઘણી ઉંચાઇએથી પાણી પડે છે.

આ સીવાય મબાલે પાસે પણ એક ફ્રોલ પડે છે જેમાંથી નામાતાલા નદી બને છે.

## સરોવર કિનારો,

વિક્ટોરીયા ન્યાંઝા પર આ દેશનો કિનારો ઘણો ખાંચા ખાંચાવાળો છે. તે પર બંદરો પણ કુદરતી રીતે સારાં બનેલાં છે. મજાન્જી બંદર બર્કલી અખાત પર આવેલું છે, ત્યાંથી પશ્ચિમે કિનારે કિનારે ચાલીએ તો મેકડોનાલ્ડનો અખાત છે તેથી આગળ જીંજા પીઅર બુવુમાની ખાડી પર આવેલું છે. તે પછી ગ્રાન્ટ બે, રોઝેબરીની ખાડી, ડામ્બાની ખાડી, મરચીશન અખાત પર પોર્ટબેલ પીઅર છે, પછી વૈગાનો અખાત, નસોંગોનો અખાત, કાંટોન્ગાનો અખાત, કાટોન્ગા નદીના મુખ આગળ તે પછી છેલ્લો સાંગોનો અખાત છે. બીજા કોઇ સરોવરમાં અખાતો નથી.

## ટાપુઓ,

વિકટોરીયા ન્યાંઝામાં ઘણા ટાપુઓ છે. તેમાં મુખ્ય સેસે ટાપુઓ એન્ટેબીથી દક્ષિણે સરોવરમાં આવેલા છે અને જીંજા પીઅરથી દક્ષિણે બુવુમાના ટાપુઓ છે.

આ સિવાય નાના અને છુટાછવાયા ટાપુઓ ઘણાજ છે.

## આબોહવા.

યુગાન્ડાની હવા પરદેશીઓ માટે ઘણી ખરાબ છે. ઋતુ નિયમિત નથી. કોઇ કોઇ વખત એક દિવસમાં ત્રણે ઋતુ થઈ જાય છે. સાધારણ રીતે યુગાન્ડામાં બે વરસાદની ઋતુ અને બે કોરી ઋતુ ગણાય છે. વરસાદની ઋતુ માર્ચ, એપ્રીલ અને મે તથા નવેમ્બર અને ડીસેમ્બર માસની છે. બાકીના મહીના કોરી ઋતુના છે. બુગાન્ડા ને ઇસ્ટર્ન પ્રોવીન્સમાં વરસાદનું પ્રમાણ કંઇક વધારે છે અને વેસ્ટર્ન ને નોર્ધન પ્રોવીન્સમાં વરસાદનું પ્રમાણ તેથી થોડું છે અને રૂડોલ્ફ પ્રોવીન્સમાં તો ઘણા થોડા પ્રમાણમાં વરસાદ પડે છે. આખા યુગાન્ડામાં વરસાદનું પ્રમાણ સરેરાશ ૨૦ થી ૭૦ ઇંચ જેટલું છે. ગરમીનું પ્રમાણ જુદે જુદે સ્થળે જુદું જુદું છે.

## રોગ.

મલેરીઆ અહીં સાધારણ બાબત છે. વરસાદની ઋતુ પછી તેનું જોર વધે છે. બેદરકાર માણસોને

તેમાંથી "બ્લેક વૉટર" નામનો ભયંકર રોગ થઇ જાય છે. આ સિવાય ન્યુમોનીઆ, શીળી, પ્લેગ, સ્લીપીંગ સીકનેસ વગેરે બીજા મુખ્ય રોગ છે.

સરકારી દવાખાનાં:- એન્ટેબી, કંપાલા, જીંજા, મબાલે, સરોટી, બરારા, મસીન્ડી, ફોર્ટપોર્ટલ, બોમ્બો, ગુલુ અને લીરામાં છે, તેમાં યુરોપીયન મેડીકલ ઓફીસરો છે.

મસાકા, હોઇમા, બુટીઆબા, નામાસાગલી, કીગેજી, કીટગુમ આમાં આસીસ્ટંટ મેડીકલ ઓફીસરો છે.

ચર્ચ મીશનરીઓનાં દવાખાનાં:- યુરોપીયન તથા નેટીવો માટે કંપાલા ને ફોર્ટપોર્ટલમાં છે, તેની શાખાઓ નડેજે, મુકોનો, હોઇમા, મબાલે, મસીન્ડી, કમુલી, ગયાઝા, ઇગાંગા, અંગોરા અને નાબુમાલેમાં છે.

## જંગલો.

આખો યુગાન્ડા જંગલોથી ભરપુર છે. આબોહવા અને કુદરતી કારણોને લઇને જંગલો અહીં ખુટે તેમ નથી. વિકટોરીઆ ન્યાંઝા, આલ્બર્ટ ન્યાંઝા, એડવર્ડ સરોવર ને નાઇલનો કિનારો ઘાડાં જંગલોથી ભરપુર છે. એમાં મબીરા, બુડોંગો, બુગોમા, કીબાલે, અંકોલે ને ટેરો ફોરેસ્ટો આવેલાં છે. આ ફોરેસ્ટોમાં નિકાશની મુખ્ય ચીજ ઇમારતી લાકડાં, રબર અને જંગલની બીજી પેદાશ છે. જંગલો સિવાય બીજા ભાગોમાં આમલી, બાવળ, ભુગુ, શામ્બીઆ, યુકેલીપટ્સ અને મબુલીનાં ઝાડો ઘણાં થાય છે.

જાનવરો,

દેશમાં જંગલો તથા સરોવરો ઘણાં હોવાથી જંગલી, શિકારી તથા પાણીનાં જાનવરો પણ ઘણાં છે. જંગલોમાં જંગલી ભેંસ, ચિત્તા, કુક્કર, સિંહ, જીબ્રા, હરણ, સાબર અને વાંદરાં છે. સરોવરો તથા નદીઓમાં મોટા મોટા મગર, દરીઆઇ ઘોડા, (કીઓકો) માછલાં વગેરે અને ગ્રામ્ય જાનવરોમાં ગાય, બકરી, ઘેટાં, ગધેડાં અને બળદ મુખ્ય છે.

પક્ષીઓમાં:- પોપટ, (આસમાની રંગનો) જગાકુકડી, બગલાં, ગીધ, મોર, કબુતર, ચકલી તથા માખીઓ ને કીડીઓ વીણી ખાનારાં જાતજાતનાં પક્ષીઓ અને પાકને નુકશાન કરનારાં નાનાં જીવડાં પણ ઘણાં છે.

ખેતીવાડી.

અહીં જમીન ઘણી ફળદ્રુપ છે તથા વરસાદનું પ્રમાણ જોઇએ તેવું હોવાથી ખેતીવાડી સારી થાય છે. કપાસ, કોફી, રબર, મરચાં, મગફળી, મકાઈ, કેળાં અને જાતજાતનાં ફળફૂલો પણ ઘણાં થાય છે.

સરકારે એન્ટેબીમાં જુદીજુદી જાતના છોડના નમુનાઓનો એક "બોટેનીકલ ગાર્ડન" બનાવેલો છે. તથા જુદીજુદી જાતના છોડ ઉછેરવાના અખતરા અજમાવવા કંપાલામાં એક ફાર્મ બનાવેલું છે.

વેપાર,

આ દેશનો પોણા ભાગ જેટલો વેપાર ઇન્ડીયનોના હાથમાં છે. વેપારી મુખ્ય સંબંધ યુરોપ તથા ઈન્ડીયા સાથે છે.

આયાતઃ- કાપડ, રેલ્વેનો સામાન, સાંચાકામ, દવાઓ, પેટ્રોલ, કેરોસીન તથા દરેક જાતનો તૈયાર કરેલો માલ.

નીકાશઃ- રૂ, કપાસીઆ, ચામડાં, હાથીદાંત, કોફી, રબર, શીંગડાં, મરચાં વગેરે છે.

વેપારી સાધનઃ- વિકટોરીઆ, કીઓગા ને આલ્બર્ટ સરોવરો ને નાઈલ નદીમાં સ્ટીમરો ફરે છે. રેલ્વેનું પ્રમાણ થોડું છે. કંપાલાથી પોર્ટબેલ સુધીની તથા જીંજાથી નામાસાગાલી સુધીની બુસોગા રેલ્વે છે. કેનીઆથી રેલ્વેનો એક ફાંટો મબાલે થઇ મબુલામીટી સુધી તૈયાર થાય છે. તથા તેનો બીજો ફાંટો સરોટી થઇ લીરા અને સુદાન તરફ લઇ જવાની વકી છે.

મોટરો, મોટર લોરીઓ ને સાઇકલો આ દેશમાં મોટી સંખ્યામાં વેપારના ઉપયોગમાં વપરાય છે.

વેપારની ખીલવણી માટે નેશનલ ને સ્ટેન્ડર્ડ બેંકની શાખાઓ પણ છે.

વસ્તી,

યુગાન્ડાની વસ્તી કેનીઆ કરતાં વધારે પ્રમાણમાં છે. પરદેશી વસ્તીમાં ઇન્ડીયનોની વસ્તી આશરે ૩૦૦૦–૪૦૦૦ હજારની છે. ને યુરોપીઅનોની વસ્તી ૫૦૦–૬૦૦ ની છે.

## રાજ્યવહીવટ.

આ દેશ અંગ્રેજોના રક્ષણ હેઠળ આવેલો છે, અસલનો નેટીવ રાજ્યવહીવટ કાયમ ગણી અંગ્રેજ સરકાર પોતાની દેખરેખ નીચે અહીંનું રાજ્ય ચલાવે છે.

અંગ્રેજ સરકાર તરફથી આ દેશનો ઉપરી અધિકારી ગવર્નર નીમાય છે, તેને મદદ કરવાને એક ધારાસભા છે. ગવર્નરના હાથ નીચે પ્રાંતના પ્રોવીન્શીઅલ કમિશ્નરો અને તેમના હાથ નીચે ડીસ્ટ્રીક્ટ કમિશ્નરો છે.

નેટીવ સરકારમાં દરેક પ્રાંતના જુદાજુદા રાજા છે, તેઓ અંગ્રેજ સરકારની સંમતિથી રાજ્ય ચલાવે છે. તેમને મદદ કરવા એકેકી કૌંસીલ ( લુકીકો ) હોય છે, તેમના હાથ નીચે પ્રગણાના મુખ્ય 'સામી' ( સરદાર ) અને તેના હાથ નીચે નાના સામીઓ હોય છે.

## રાજકીય વિભાગો.

(૧) બુગાન્ડા પ્રાંત, (૨) ઈસ્ટર્ન પ્રાંત, (૩) વેસ્ટર્ન પ્રાંત, (૪) નોર્ધન પ્રાંત, (૫) રૂડોલ્ફ પ્રાંત.

# બુગાન્ડા પ્રોવીન્સ.

———(૦)———

આ પ્રાંતનો મોટો ભાગ વિકટોરીયા ન્યાંઝા પર આવેલો છે.

હદ.

ઉત્તરે:- ઇસ્ટર્ન અને નોર્ધન પ્રોવીન્સ.

દક્ષિણે:- વિકટોરીયા ન્યાંઝા ને ટાંગાનીકાનો મુલક.

પુર્વે:- નાઇલ નદી અને તેની પેલી પાર ઇસ્ટર્ન પ્રોવીન્સ.

પશ્ચિમે:- વેસ્ટર્ન પ્રોવીન્સ આવેલા છે.

આ પ્રાંતમાં ચાર ભાગ જેટલી જમીન અને એક ભાગ જેટલું પાણી છે.

નદીઓ,

(૧) નાઇલ (૨) સેઝીબ્વા (૩) લુગોગો (૪) મયાન્ઝા (૫) કાકુ (૬) નકુઝી (૭) મુઝીઝી (૮) કાટોન્ગા.

સરોવરો,

(૧) વિકટોરીયા ન્યાંઝા (૨) કીઓગા (૩) વામાલા (૪) કીજાનીએબોલા (૫) કાચીરા (૬) નાબુગાબો.

વિકટોરીયા સરોવર પરનો કિનારો જંગલો ને ટેકરીઓથી ભરપુર છે. તેમાં કંપાલાથી પુર્વે મબીરા

ફોરેસ્ટ તથા મસાકાની દક્ષિણે માલાબી ગામ્બો તથા ટેરો ફોરેસ્ટ આવેલાં છે. આ સરોવરના કિનારા પરનો કેટલોક ભાગ સ્લીપીંગ સીકનેસવાળો છે.

ટાપુઓ,

વિકટોરીયા સરોવરમાં એન્ટેબી ડીસ્ટ્રીકટના સેસે, કોમે ને બુવુમા ટાપુઓ આવેલા છે.

કિનારો,

વિકટોરીયા સરોવર પરનો કિનારો ઘણા ખાંચા ખાંચાવાળો છે તેથી તેમાં ઘણા અખાતો ને ખાડીઓ આવેલી છે.

(૧) રોઝેમરી ને બુવુમાની ખાડી પર જીંજા પોર્ટ છે.
(૨) ડામ્બાની ખાડી પર કીબાન્ગા પોર્ટ છે.
(૩) મરચીશન અખાત પર પોર્ટબેલ છે.
(૪) વૈયા અને નસોંગાના અખાતો એ એન્ટેબી ડીસ્ટ્રીકટમાં છે.
(૫) કાટોન્ગાનો અખાત એ કાટોન્ગા નદીના મુખ પર છે.
(૬) સોંગા ને ડુવાકુના અખાતો મસાકા ડીસ્ટ્રીકટમાં આવેલા છે.

વરસાદ,

વિકટોરીયા ન્યાંઝાના કિનારા પર વરસાદ વધારે પડે છે. પછી જેમ જેમ દુર જઇએ તેમ તેમ વરસાદનું પ્રમાણ ઓછું થતું જાય છે. ઉત્તરમાં બરૂલીમાં વરસાદની ઘણી તાણ રહે છે.

પાક,

મુખ્ય પાક કેળાં, જુગુ, બટાટા, મકાઇ, કપાસ, કોફી અને રબર.

મુખ્ય નિકાસની વસ્તુઓઃ- કપાસ, કોફી ને રબર.

કપાસનું વાવેતર પહેલુંવહેલું સને ૧૯૦૮ માં આ ભાગમાં કરવામાં આવ્યું, તે પછી સને ૧૯૧૮ થી તેના વાવેતર પર ખાસ ધ્યાન આપવામાં આવ્યું છે, જે હાલ નિકાશની મુખ્ય ચીજ લે છે.. આ પ્રાંત કપાસના વાવેતરમાં ઇસ્ટર્ન પ્રોવીન્સથી બીજે નંબરે આવે છે.

વિલાયતી છોડના રોપાણુના અખતરા સને ૧૯૧૦થી શરૂ થયા. તેમાં કોફી અને રબરના છોડ ઉછેરવામાં ફતેહમંદ થવાથી તેનાં વાવેતરનાં ઇસ્ટેટો સ્થાપવામાં આવ્યાં છે. સને ૧૯૧૮ સુધીમાં ૧૩૦ જેટલાં ઇસ્ટેટો આ પ્રોવીન્સમાં થયાં હતાં.

રેલ્વે,

(૧) કંપાલાથી વિક્ટોરીયા સરોવર પર આવેલા પોર્ટબેલ પોર્ટ સુધી ૭ માઇલની રેલ્વે છે. કંપાલાનો બધો વહેવાર આ રેલ્વેથી ચાલે છે.

(૨) કંપાલાથી બોમ્બો એક નાની ટ્રામી રેલ્વે છે. તે મીલીટરી કેમ્પ માટે ખાસ બાંધેલી છે.

(૩) કંપાલાથી જીંજા સુધી તથા કંપાલાથી મીટીયાના અને મુબેન્ડી સુધી રેલ્વે બાંધવાની યોજના થએલી છે.

### પોસ્ટ અને તાર ઓફીસ.

કંપાલા. ઓમ્બો, એન્ટેબી, મુબેન્ડી, મસાકા આમાં પોસ્ટ અને તાર ઓફીસો છે, પોર્ટબેલ અને બુકાકાટામાં એકલી તાર ઓફીસ છે.

### પાકા રસ્તા.

કંપાલાથી જીંજા ૫૪ માઈલ છે.

,, મસાકા. બરારા થઇ કબાલે ૨૫૨ માઈલ.
,, મુબેન્ડી થઇ પોર્ટફોર્ટલ ૨૦૨ માઈલ.
,, હોઈમા ( કાફુ રીવર થઇ ) ૧૨૮ માઈલ.
,, ઓમ્બો (કાફુ રીવર થઇ)ને મસીન્ડી ૧૪૩ મા.
,, મબુલામીટી ૫૪ માઈલ.

### મુખ્ય ડીસ્ટ્રીકટો.

(૧) મેંગો ડીસ્ટ્રીકટ (૨) મસાકા ડીસ્ટ્રીકટ (૩) મુબેન્ડી ડીસ્ટ્રીકટ (૪) એન્ટેબી ડીસ્ટ્રીકટ.

### નેટીવ ગવર્મેન્ટ.

બુગાન્ડા પ્રાંતનાં ૨૦ પરગણાં છે તે બધાંના રાજા કબાકો કહેવાય છે, તે કંપાલામાં રહે છે. તે ૮૯ મેમ્બરની કાઉન્સીલની મદદથી રાજ્ય ચલાવે છે. નેટીવે નેટીવોના ફોજદારી તથા સીવીલ ગુન્હાઓના ચુકાદો આપવાનો તેને હક્ક છે. તેના આપેલા ચુકાદા ઉપર અંગ્રેજ સરકારને અપીલ થઇ શકે છે.

કબાકાની કાઉન્સીલ અથવા લુકીકો જે ૮૯ મેમ્બરોનો બનેલો છે, તેમાં એક પ્રેસીડેન્ટ અથવા પ્રાઇમ મીનીસ્ટર (કાટીકારો) એક વાઇસ પ્રેસીડેન્ટ કે નેટીવ ચીફ જસ્ટીસ ( ઓમ્યુલામુઝી ) અને એક ટ્રેઝરર ( ઓમ્યુવાનીકા ) હોય છે. આ ત્રણ સિવાય દરેક પ્રગણાનો સાજા એક એક ( મુખ્ય મામી ) અને દરેક પ્રગણાના ત્રણ ત્રણ પ્રખ્યાત માણસો તથા બાકીના છ કબાકાના ચુંટી કાઢેલા માણસો બેસે છે.

લુકીકાના તાબામાં દરેક પ્રગણાની કોર્ટ હોય છે, જેનો ઉપરી સાજા હોય છે. તેને એબામાસાજા કહે છે. એબામાસાજાના હાથ નીચે ત્રીજા પ્રકારની નાની કોર્ટો કે જેને ગોમ્બોલોલા કહે છે. તે ઉપરીઓ એબાગોમ્બોલોલા કહેવાય છે. તેમને કબાકા તરફથી જુદાજુદા ખિતાબો અપાય છે.

0

## * મેંગો ડીસ્ટ્રીકટ *

:o:

આ ડીસ્ટ્રીકટનાં પાંચ પરગણાં છે. (૧) કીઆડોન્ડો (૨) કીયાગ્વે (૩) બુલેમેઝી (૪) બરૂલી (૫) બુગેરેરે.

**નદીઓ,**

મયાન્ઝા, લુગોગો ને સેઝીબ્વા.

ટાઉન શીપો,

(૧) કંપાલા (૨) પોર્ટબેલ (૩) કીબાન્ગા.

## મુખ્ય શહેરો,

કંપાલા : આ આખા પ્રોટેકટરેટમાં મોટું અને જુનું શહેર બ્રીટીશ ઇસ્ટ આફ્રીકા કંપનીના વખતમાં કેપ્ટન લુગાર્ડે ઈ. સ. ૧૮૯૦ માં વસાવ્યું હતું અને એક કિલ્લો બાંધ્યો હતો. પણ પાછળથી કિલ્લા પાસે પુરતી જગા ન હોવાથી નાકાશેરો હીલ ઉપર ગવર્મેન્ટ મથક ખસેડવામાં આવ્યું હતું.

ચર્ચ મીશનરી સોસાયટી તથા મીલહીલ મીશનનાં મુખ્ય મથક અહીંઆં છે. આ પ્રાંતનો નેટીવ રાજા કબાકો અહીં રહે છે. આ શહેરની આજુબાજુ નેટીવોની વસ્તી બહુ છે.

ગામમાં એક મોટું ઇન્ડીયન બજાર, આ પ્રાંતની મોટી મોટી ઈન્ડીયન પેઢીઓની ઓફીસો, નેશનલ અને સ્ટેન્ડર્ડ બેંક તથા યુરોપીયન એસીઆટીક અને નેટીવોનાં મોટાં હોસ્પીટલો છે, તથા એક ઇન્ડીયન અને એક ખોજા સ્કૂલ છે.

પોર્ટબેલ : કંપાલાથી ૭ માઇલ દુર વિકટોરીયા સરોવર પર કંપાલાનું બંદર છે. અહીંથી રૂ, કપાસીયા, રબર, કોફી પરદેશ ચઢે છે.

કીબાન્ગા : કીયાગ્વે પરગણાનું હમણાં નવું ખોલેલું બંદર છે.

બોમ્બો : કંપાલાથી ૨૨ માઇલ દુર મીલીટરી કેમ્પનું મથક નાની ટ્રોલી રેલ્વેથી જોડાએલું છે.

લુગાજી : જીન્જાથી કંપાલા જવાના રસ્તા ઉપર આવેલું શ્રીયુત નાનજી કાલીદાસ મહેતાની સુગર ફેકટરીનું મથક છે.

---

## :: મસાકા ડીસ્ટ્રીકટ ::

———:o:———

વિકટોરીયા ન્યાંઝાના પશ્ચિમ કિનારા પર આ ડીસ્ટ્રીકટ આવેલી છે.

આ ડીસ્ટ્રીકટનાં ચાર પરગણાં છે. બુડુ, કોકી, કાબુલા અને માવોગોલા છે.

**નદીઓ.**

કાગાગા અને કાટોન્ગા.

ડીસ્ટ્રીકટના મુખ્ય બે ભાગ કરેલા છે. (૧) બુડુ (૨) કોકી

આ ડીસ્ટ્રીકટમાં શિકારનાં પ્રાણીઓ ઘણાં છે, સુકી ઋતુમાં ખોરાક અને પાણીની તાણ રહે છે. ઝરા-

ઓનું પાણી બગડી જાય છે. બુડુનો અગ્નિ ખુણે ઘણો નીચાણવાળો ભાગ છે. તેમાં ટેરો ફોરેસ્ટ છે ત્યાં વરસાદ વધારે છે.

આ ડીસ્ટ્રીકટનો મુખ્ય પાકઃ- જુગુ, તલ, કપા અને ઘી છે.

મસાકા : કંપાલાથી ૮૩ માઈલ દુર ઇ. સ. ૧૮૯ માં વસ્યું છે. તેમાં ડી. સી. ની ઓફીસ તથ હોસ્પીટલ છે. અહીં એક નાનું ઇન્ડીયન બજાર છે અહીંથી ઘી. યુગાન્ડાના બીજા ભાગોમાં જાય છે.

બુકાકાટા પોર્ટ : મસાકાથી ૨૪ માઈલ દુ વિકટોરીયા સરોવર પર મસાકાનું પોર્ટ છે.

મુખ્ય સરોવરો,

વિકટોરીયા ન્યાંઝા, નાબુગાબો, કીજાનેબેલોલા અ કાચીરા છે.

મુખ્ય નદીઓ,

કાટોન્ગા અને કાગાગા.

પોસ્ટ અને તાર ઓફીસ,

મસાકામાં પોસ્ટ અને તાર ઓફીસ બન્ને છે બુકાકાટામાં એકલી તાર ઓફીસ છે.

પાકા રસ્તા,

| | | | |
|---|---|---|---|
| માસાકાથી | કંપાલા | ૮૩ | માઇલ છે. |
| ,, | બરારા | ૮૮ | માઇલ છે. |
| ,, | બુકાકાટા | ૨૪ | માઇલ છે. |
| ,, | કીકોમા | ૨૮ | માઇલ છે. |



## — મુબેન્ડી ડીસ્ટ્રીકટ —

———:o:———

મેંગો ડીસ્ટ્રીકટની પશ્ચિમે આ ડીસ્ટ્રીકટ આવેલી છે.

આ ડીસ્ટ્રીકટનાં ચાર પરગણાં છે. (૧) બવેકુલા (૨) બુયાગા (૩) બુગાન્ગાઝી (૪) સીંગો.

આ ડીસ્ટ્રીકટનો મધ્ય ભાગ ફળદ્રૂપ અને ટેકરીઓવાળો છે. આલ્બર્ટ સરોવર, નકુઝી અને કાફુ નદીઓ તરફનો ભાગ ઢળતો છે. નદીઓ ઘાસથી ભરપુર છે. આલ્બર્ટ સરોવર પર સ્લીપીંગ સીકનેસવાળી જગા છે.

મુખ્ય પાક,

બટાટા, બાજરી, ઘી, ચામડાં અને કપાસ છે.

**મુખ્ય સરોવરો,**

આલ્બર્ટ અને વામાલા.

**નદીઓ.**

મયાન્ઝા, કાપુ, નકુઝી અને મુઝીઝી છે.

**ટાઉન શીપ,**

મુબેન્ડી : આ શહેર કંપાલાથી ૧૦૪ માઇલ દુર છે. ફોર્ટ પોર્ટલના રસ્તા ઉપર આવેલું છે. અહીં ડી. સી. ની ઓફીસ, તાર અને પોસ્ટ ઓફીસ તથા નાનું ઇન્ડીયન બજાર છે. આ શહેરની ઉત્તરે ૨૨ માઇલ પર કાકુમીરો પહેલાં ગવર્મેન્ટ મથક હતું.

**મીશન,**

કીકોમામાં અર્ચ મીશનરી સોસાયટીનું તથા બુજુની અને મુકુમીમાં વાઇટ ફાધર્સનાં મીશન છે.

**પાકા રસ્તા,**

| | | |
|---|---|---|
| મુબેન્ડીથી | કંપાલા | ૧૦૪ માઇલ. |
| ,, | ફોર્ટ પોર્ટલ | ૯૮ માઇલ. |
| ,, | કાકુમીરો | ૨૨ માઇલ. |

# :: એન્ટેબી ડીસ્ટ્રીકટ ::

———:o:———

મેંગો ડીસ્ટ્રીકટના અગ્નિ ખુણામાં અને વિકટોરીયા સરોવરના વાયવ્ય કિનારા પર આ ડીસ્ટ્રીકટ આવેલી છે. આમાં લગભગ ૩ ભાગ પાણી અને ૧ ભાગ જમીન છે.

આ ડીસ્ટ્રીકટનાં સાત પરગણાં છેઃ—

(૧) બુસીરો (૨) સેસે ટાપુ (૩) બુવુમા ટાપુ (૪) માવોકોટા (૫) બુટામ્બાલા (૬) ગોમ્બા (૭) બુસુજ્જુ.

આ ડીસ્ટ્રીકટમાં એલીફન્ટ ઘાસ ઘણું છે. સરોવર કિનારા પર જંગલો પણ ઘણાં છે. કેટલાંક વસ્તી વિનાનાં અને સ્લીપીંગ સીકનેસવાળાં છે. આ ડીસ્ટ્રીકટમાં શિકારનાં પ્રાણીઓ પણ ઘણાં છે. બુવુમા અને સેસે ટાપુઓ ઘણા ફળદ્રુપ છે, તેમાં કુદરતી દેખાવ સારા છે, વરસાદ તેમાં વધારે પડે છે, મકાનો બાંધવાના પથરા તેમાં સારા છે.

**નદીઓ,**

મયાન્ઝા અને કાટોન્ગા.

**સરોવરો,**

વિકટોરીયા ન્યાંઝા અને વામાલા.

**ટાઉન શીપ,**

એન્ટેબી : આ શહેર સને ૧૯૮૩ માં મીલીટરી મથક માટે ખાસ વસાવવામાં આવ્યું હતું. લડાઇના અરસામાં આ મથક ખાસ જરૂરી થઈ પડયું હતું. આ આખા યુગાન્ડાની રાજધાનીનું મથક છે, તેમાં ગવર્નર હાઉસ, ટ્રેઝરી ઓફીસ, ચીફ સેક્રેટરીઝ ઓફીસ, હાઇકોર્ટ વગેરે છે.

**મીશન,**

આ ડીસ્ટ્રીકટના દરેક પરગણામાં એન્ટેબી તથા બુડોના યુરોપીઅનોએ સ્થાપેલી ચર્ચ મીશનરી સોસાયટીની તથા વાઇટ ફાધર્સનાં મથકો છે.



# :: ઈસ્ટર્ન પ્રોવીન્સ ::

———:o:———

બુગાન્ડા પ્રોવીન્સના ઈશાન ખૂણામાં આવેલો આ ઈસ્ટર્ન પ્રોવીન્સ આખા યુગાન્ડામાં મોટામાં મોટો પ્રોવીન્સ છે. તેમાં ચાર ભાગ જેટલી જમીન અને એક ભાગ જેટલું પાણી છે.

**નદીઓ,**

નાઈલ, અસુઆ, સુઆમ, માલાવા અને સીઓ છે.

**પર્વતો,**

(૧) એલ્ગન (૨) કોકોન્જેરો (૩) મોરોટો (૪) ડબા-સીન (૫) લોબોર (૬) નેપાનો (૭) એમોરૂ.

**બેટ.**

સીગુલુ, ડાગુઝી.

**સરોવર,**

વિકટોરીયા ન્યાંઝા, લેક કીઓગા.

**કિનારો,**

આ પ્રાંતનો થોડો ભાગ વિકટોરીયા ન્યાંઝાના કિનારા પર આવેલો છે.

બર્કલીનો અખાત તે પર મજાન્જી પોર્ટ છે અને તે સિવાય એક મેકડોનાલ્ડનો અખાત છે.

કીઓગા સરોવર પર આ પ્રાંતનો કિનારો ઘણો ખાંચાખાંચાવાળો છે, પણ તે છાછરૂં અને ઘાસવાળું સરોવર હોવાથી જોઇએ તેટલા ઉપયોગમાં આવતું નથી. તે પર બુગોન્ડો, કેલે, લાલે અને ક્યુંગ બંદરો છે.

### મુખ્ય નિકાશ,

કપાસ, ઇમારતી લાકડું, કોફી, ચામડાં અને મરચાં છે.

### રેલ્વે.

જીંજાથી ૬૧ માઇલ દૂર નામાસાગાલી સુધીની બુસોગા રેલ્વે છે. તે પર જીંજા, મટાઇ, લુઝીંગા, મબુલામીટી અને નામાસાગાલી સ્ટેશનો છે, તે સને ૧૯૧૨ માં બંધાઇ છે.

કેનીઆની રેલ્વેનો એક ફાંટો નકુરૂથી એલ્ડોરેટ, ટરોરો, સાંભાટીયા અને કમુલી આગળ થઇ મબુલામીટી આગળ જોડાય છે.

### પોસ્ટ અને તાર ઓફીસો.

જીંજા, ઇગાંગા. નામાસાગાલી, મજાન્જી, ટરોરો, મબાલે, સરોટી, બુગોન્ડો, આમાં તાર ઓફીસો અને પોસ્ટ ઓફીસો છે, અને લુઝીંગા, મબુલામીટી આમાં ફક્ત તાર ઓફીસો છે. કમુલીમાં હમણાં થોડા વખતથી પોસ્ટ ઓફીસ ઉઘાડવામાં આવી છે.

પાકા રસ્તા,

જીંજાથી મબાલે બુશીઆ રસ્તે ૧૩૦ માઈલ.
જીંજાથી મબાલે સાંભાટીઆ રસ્તે ૯૪ માઈલ.
,, ,, પાલીસા ,, ,, ,,
,, કંપાલા ૫૪ માઈલ.
,, મજાન્જી ૧૦૦ માઈલ.
મબાલેથી ,, ૬૨ માઈલ.
,, સરોટી ૮૦ માઈલ.
સરોટીથી લીરા ૭૫ માઈલ.
લીરાથી પોર્ટ મસીન્ડી ૭૫ માઈલ.

મુખ્ય ડીસ્ટ્રીકટો,

(૧) બુસોગા, (૨) બુકેડી (૩) ટેસો (૪) લેંગો (૫) લોબોર (૬) કારામોજા.



## * બુસોગા ડીસ્ટ્રીકટ *



બુગાન્ડા પ્રોવીન્સની પૂર્વે અને મેંગો ડીસ્ટ્રીકટની લગોલગ આ ડીસ્ટ્રીકટ આવેલી છે.

આ ડીસ્ટ્રીકટનાં આઠ પરગણાં છેઃ—

(૧) બુગાબુલા (૨) કીગુલુ (૩) લુયુકા (૪) બુલામોગી (૫) બુગ્વેરી (૬) બુકોલી (૭) બુન્યુલી (૮) બુન્યા.

છેલ્લાં ત્રણ પરગણાં નકામા જેવાં છે, તેમાં વસ્તી નથી. બુકોલી સ્લીપીંગ સીકનેસવાળી જગા છે. ઇન્ડીઅનોની ઘણી વસ્તી આ પ્રાંતમાં છે. આ ડીસ્ટ્રીકટમાં ૧૫ યુરોપીયન ઇસ્ટેટો છે, તેમાં કોફી, રબર વવાય છે.

મુખ્ય પાક,

આ ડીસ્ટ્રીકટમાં કેળ, બટાટા, બાવટો, કપાસ, જુવુ અને તલ છે. આખા યુગાન્ડામાં આ પ્રાંતમાં કપાસનો પાક વધારે થાય છે.

નદીઓ,

નગોમ્બવા, પલઘોમા, નાઇલ.

નગોમ્બવા : ઇગાંગાની પશ્ચિમે નાબીવુમ્બી પાસેથી નીકળી પલઘોમા નદીને મળે છે.

સરોવરો,

વિકટોરીયા ન્યાંઝા અને કીઓગા.

રેલ્વે,

જીંજાથી નામાસાગાલી સુધી ૬૧ માઇલ લાંબી છે. જીંજાથી કંપાલા સુધીની રેલ્વેની યોજના ચાલે છે.

**મીશન,**

ચર્ચ સોસાયટીના મથક ઇગાંગા, કમુલી અને કલીરો. મીલહીલ મીશનરીનાં મથકો જીંજા, ઇગાંગા, કમુલી અને કલીરો છે.

**ટાઉનશીપો.**

જીંજા : બુસોગા તેમજ ઇસ્ટર્ન પ્રોવીન્સની રાજધાનીનું મથક વિકટોરીયા ન્યાંઝા પર આવેલું છે. અહીં પી. સી. અને ડી. સી. ની ઓફીસ, ટ્રેઝરી ઓફીસ, નેશનલ બેન્ક, સ્ટેન્ડર્ડ બેન્ક, ગવર્મેન્ટ હોસ્પીટલ અને મોટું ઇન્ડીયન બજાર છે. એક ઇન્ડીયન સ્કૂલ પણ છે.

અહીં આગળથી વિકટોરીયા ન્યાંઝાના રીપન ફોલમાંથી નાઇલ નદી શરૂ થાય છે.

ઇસ્ટર્ન પ્રોવીન્સના જીનરોની અહીં મોટી પેઢીઓ છે. અહીંથી રૂ અને કપાસીઆ પરદેશ ચઢે છે.

ઇગાન્ગા : જીંજાથી ૩૦ માઇલ દૂર છે. ત્યાંનાં જંગલોમાંથી ઇમારતી લાકડું જીંજા પીઅરે આવે છે.

કમુલી : મબુલામીટીથી ૮ માઇલ દુર છે.

કલીરો : લુઝીંગા સ્ટેશનથી ૨૬ માઇલ દુર છે.

આ સિવાય બીજાં મુખ્ય ગામોઃ– સાંભાટીયા, નાઇગોબીઆ, બુલોપા, નામાસાગાલી અને નમેંડવા વગેરે છે.

પાકા રસ્તા,

(૧) જીંજાથી ઇગાંગા, કલીરો ને નામાસાગાલી રોડ
(૨) ,, ,, કમુલી ને મબુલામીટીનો રોડ
(૩) ,, મજાન્જી રોડ.
(૪) ,, સાંભાટીયા રસ્તે મબાલે રોડ.
(૫) ,, ઇગાંગા, કલીરો ને પાલીસા રોડ.
(૬) કલીરોથી લુઝીંગા.

---

## — બુકેડી ડીસ્ટ્રીકટ —

:(૦):

આ ડીસ્ટ્રીકટ બુસોગા ડીસ્ટ્રીકટની પૂર્વે આવેલી છે

આ ડીસ્ટ્રીકટનાં દશ પરગણાં છેઃ—

[૧] બુગીશું [૨] કોકોન્જેરો [૩] એલ્ગન અને નબાઇ (ઉત્તર બુગીશું) [૪] એલ્ગન (સાઉધર્ન બુગીશું) [૫] બુન્યુલી [૬] બુગ્વેરી [૭] બુડામા [૮] પાલીસા [૯] બુગ્વે [૧૦] સાઝીઆ.

મુખ્ય પર્વતો,

એલ્ગન અને કોકોન્જેરો.

**મુખ્ય નદીઓ,**

કીઓકો : એલ્ગન પર્વતમાંથી નીકળી ગેજ સરોવરમાં પડે છે.

સીરોકો : એલ્ગન પર્વતમાંથી બુડાડીરી આગળથી નીકળી સેલીસબરી સરોવરમાં પડે છે.

લવેરે : મબાલેની ઉત્તરેથી નીકળી પલઘોમાને મળે છે.

નામાતાલા : મબાલે પાસેથી નીકળી મબાલે સરોટી રોડ અને મબાલે પાલીસા રોડને ક્રોસ કરી પલઘોમાને મળે છે.

માનાફવા : એ એલ્ગન પર્વતમાંથી બુડુડા અને બુલુલુ આગળ થઇ મબાલે મજાન્જી રોડને ક્રોસ કરી નામાતાલા નદીને મળે છે.

માલાવા : એલ્ગન પર્વતમાંથી નીકળી બુટીબા આગળ મબાલે મજાન્જી રોડને ક્રોસ કરી પલઘોમાને મળે છે.

આ ડીસ્ટ્રીકટમાં પલઘોમા મોટી નદી છે. આ નદી ઓળંગવા માટે ત્રણે જગાએ તેના પર ફેરીઓ છે. (૧) બુકામ્બાની ફેરી (૨) નામીમ્વાની ફેરી (૩) નામુકુમ્બાની ફેરી.

રેલ્વે,

કેનીઆની રેલ્વેનો એક ફાંટો ટરોરો તથા પાલીસા આગળ થઈ બુસોગા ડીસ્ટ્રીકટમાં જવાનો છે.

મુખ્ય પાક,

કપાસ, જુગુ, કોપ્રી અને મરચાં.

આ ડીસ્ટ્રીકટમાં બી. સી. જી. એની ઘણી જીનેરીઓ છે.

મીશન,

ચર્ચ મીશનરી સોસાયટીની એક હાઈસ્કુલ ૧૯૦૮ માં મબાલેમાં સ્થપાએલી છે તથા ૧૯૧૨ માં મુવીલેમાં એક એગ્રીકલ્ચર કોલેજ સ્થપાએલી છે. મીલહીલ મીશન ન્યોન્ડો અને નગોંગરામાં છે.

તાર અને પોસ્ટ ઓફીસો,

મબાલે, ટરોરો અને મજાન્જી પોર્ટ.

ટાઉન શીપો,

મબાલે : આ ડીસ્ટ્રીકટનું મુખ્ય મથક છે.

ટરોરો : મબાલેથી મજાન્જી રોડ પર ૨૯ માઇલ પર આવેલું છે.

મજાન્જી : વિકટોરીયા સરોવર પર મબાલેથી ૬૨ માઇલ દુર મબાલેનું બંદર છે, ત્યાંથી રૂ, કપાસીઆ પરદેશ ચઢે છે.

પાલીસા, બુસીઉ વગેરે બીજાં મોટાં ગામો છે.

પાકા રસ્તા,

(૧) મબાલે પાલીસા રોડ.
(૨) મબાલે સરોટી રોડ.
(૩) મબાલે મજાન્જી રોડ.

0

## * ટેસો ડીસ્ટ્રીકટ *

:o:

આ ડીસ્ટ્રીકટ બુકેડી ડીસ્ટ્રીકટની ઉત્તરે આવેલો છે, આ ડીસ્ટ્રીકટના રસ્તા ઘણા સારા છે.

મુખ્ય પાક કપાસ છે, તે પીલવાની અંગોરા, બુગોન્ડો અને સરોટીમાં જીનેરીઓ છે.

મુખ્ય પરગણાં પાંચ છે.

(૧) કુમી (૨) બુકીડીઆ (૩) સરોટી (૪) સરેરે અને (૫) ચુસુકુ છે.

મુખ્ય પર્વતો,

**કામાલીંગા :** આ પર્વત ડીસ્ટ્રીકટના ઈશાન ખુણામાં આવેલો છે.

નદીઓ,

કીઓકો અને અસુઆ.

સરોવરો,

(૧) કીઓગા (૨) એલીસબરી અને (૩) ગેગ.

(૧) કીઓગા સરોવર પર લાલે પોર્ટ (સરોટીનું) અને બુગોન્ડો પોર્ટ છે. પહેલાં અંગોરા પોર્ટ હતું પણ હાલમાં તે બંધ થયું છે, અને તેને બદલે એગુલે પોર્ટ છે.

તાર અને પોસ્ટ ઓફીસો,

સરોટી અને બુગોન્ડો.

સરોટી : આ મુખ્ય મથક સને ૧૯૧૪ થી થયું છે. તીરા અને કારામોજા અહીં થઇને જવાય છે. લાલે આનું પોર્ટ છે. કુમી તથા બુગોન્ડો બીજાં મોટાં ગામો છે.

પાકા રસ્તા.

સરોટીથી લીરા રોડ.
કુમીથી બુગોન્ડો રોડ
સરોટીથી સરેરે રોડ.
,, સુસુકુ રોડ.
,, કેલે રોડ.



# * લેન્ગો ડીસ્ટ્રીકટ *

આ ડીસ્ટ્રીકટ ટેસો ડીસ્ટ્રીકટની પશ્ચિમે આવેલી છે. આ ડીસ્ટ્રીકટમાં સને ૧૯૧૨ થી કપાસનું વાવેતર થાય છે.

હાથી અને જંગલી ભેંસો અહીં વધારે છે.

આ ડીસ્ટ્રીકટનાં આઠ પરગણાં છે.

(૧) કીઓગા (૨) ડોકોલો (૩) મારૂઝી (૪) કવાનીઆ (૫) અદુરા (૬) કોલી (૭) ઈરૂટી (૮) મોરોટો.

**પર્વત,**

ઉત્તરે એમોરૂ પર્વત છે.

**નદીઓ,**

નાઇલ અને અસુઆ, તે સિવાય બીજી નાની નદીઓ જેવી કે:- ટોચી, કોલી અને એરોઇઆ.

**સરોવરો,**

કીઓગા અને કવાનીઆ.

**બંદરો,**

નાઇલ પર અદુરા અને કીઓગા સરોવર પર કચુંગ અને કેલે છે.

ટાંગાનશીપો.

લીરા : કોલી નદીના મુળ આગળ નગેટા હીલ પાસે આ ડીસ્ટ્રીકટનું મુખ્ય મથક આવેલું છે. આનું મુખ્ય પોર્ટ કચુંગ કીઓગા સરોવર પર ૨૬ માઈલ પર આવેલું છે. સને ૧૯૧૪ પહેલાં ગવર્મેન્ટ મથક કવાનીઆ સરોવર પર આવેલા નેબીએસોમાં હતું. કીટગુમ અને ગુલુ અહીં થઇને જવાય છે.

અટુરા : નાઈલ નદી ઉપર પોર્ટ છે. ગુલુ અહીં થઇને જવાય છે.

બીજાં ગામો સાંગાઇ, કલાકી, કબીરામાઇડો અને કેલે.

પાકા રસ્તા.

લીરાથી કચુંગ ૨૬ માઈલ.
,, અટુરા
સાંગાઇથી કલાકી.
કેલેથી ડોકોલો.

પોસ્ટ અને તાર ઓફીસો.

લીરા અને કબીરામાઇડો.

## — લોબોાર ડીસ્ટ્રીકટ —

———:(०)———

આ ડીસ્ટ્રીકટ ટેસો ડીસ્ટ્રીકટની ઉત્તરે આવેલી છે. તેમાં એક સરોવર ફીરપાટીક છે, જેમાંથી મોરોટો અથવા આગુગા નદી નીકળે છે.

પર્વતો,

માઉન્ટ નેપાનો અને કામાલીંગા.

આ ડીસ્ટ્રીકટમાં હજુ સુધી કોઇ ઠેકાણે ગવર્મેન્ટ મથક સ્થાપવામાં આવ્યું નથી.



## : : કારામોજા ડીસ્ટ્રીકટ : :

———:0:———

આ ડીસ્ટ્રીકટ લોબોાર ડીસ્ટ્રીકટના અગ્નિ ખૂણામાં આવેલી છે.

નદીઓ,

તુર્કવેલ અથવા સ્વામ છે.

પર્વતો,

મોરોટો અને એલ્ગન છે.

આમાં થોડા વખતથી મોરોટોમાં ગવર્મેન્ટ મથક ખોલવામાં આવ્યું છે.



# :: વેસ્ટર્ન પ્રોવીન્સ ::

———:o:———

આ પ્રોવીન્સ બુગાન્ડાની તથા યુગાન્ડાની પશ્ચિમે આવેલો છે.

હદ.

આ પ્રાંતની પૂર્વે બુગાન્ડા પ્રોવીન્સ છે.
દક્ષિણે ટાંગાનીકાનો મુલક છે.
પશ્ચિમે બેલ્જીયન કોંગો છે.
ઉત્તરે આલ્બર્ટ સરોવર ને બુગાન્ડા પ્રાંત.

નદીઓ,

મુઝીઝી : આ પ્રાંતની ઉત્તર સરહદ પર આવેલી છે, તે આલ્બર્ટ સરોવરમાં પડે છે.

કાગાગા : આ નદી પૂર્વ સરહદ પર ૨૬ માઇલ પર આવેલી છે, તે કાટોન્ગા નદીને મળે છે.

કાગેરા : આ નદી દક્ષિણ સરહદ પર આવેલી છે, અને તે વિક્ટોરીયા ન્યાંઝામાં પડે છે.

ઇશાશા : આ નદી પશ્ચિમ સરહદ પર આવેલી છે, અને તે એડવર્ડ સરોવરમાં પડે છે,

સેમ્લીકી : આ નદી પશ્ચિમ સરહદ પર આવેલા એડવર્ડ સરોવરમાંથી નીકળી આલ્બર્ટ સરોવરમાં પડે છે.

પર્વતો,

આ પ્રાંતની પશ્ચિમે રૂવેન્ઝોરી પર્વત આવેલો છે, તે પર્વત ઉપર સદાકાળ બરફ રહે છે, તેનાં બે શીખરો છે:- મરઘેરીટા અને એલેકઝાન્ડ્રીઆ છે. આ પર્વતથી ૧૨૦ માઇલ દૂર દક્ષિણમાં મફુમ્બીરો જ્વાળામુખી પર્વત આવેલો છે, જેનાં ઘણાં શીખરો છે તેમાંનાં મુખ્ય આ પ્રાંતમાં (૧) મહાવુરા (૨) મગાહીંગા અને (૩) સાબીનીઓ છે.

સરોવરો,

આલ્બર્ટ સરોવર ઉત્તરે છે.

જ્યોર્જ સરોવર મધ્યમાં છે.

એડવર્ડ સરોવર પશ્ચિમ સરહદ પર છે.

કાચીરા અને નાકીવાલી એ પૂર્વ સરહદ પર છે.

પોસ્ટ અને તાર ઓફીસો,

બરારા, કબાલે. ફોર્ટ પોર્ટલ.

પાકા રસ્તા,

ફોર્ટ પોર્ટલ, મુબેન્ડી રોડ.

કબાલે, બરારા અને મસાકા રોડ.

બરારાથી રૂહોકો રોડ.

,, લુટોટો રોડ.

ડીસ્ટ્રીકટો,

(૧) ટોરો (૨) અંકોલે (૩) કીગેજી.

ફોર્ટ પોર્ટલથી બરારા ૧૩૧ માઈલ

બરારાથી કીગેજી ૫૪ માઇલ.



## — ટોરો ડીસ્ટ્રીકટ —



આ ડીસ્ટ્રીકટ આ વેસ્ટર્ન પ્રોવીન્સના ઉત્તર ભાગમાં આવેલ છે. તેના રાજાને મુકામા કહે છે.

મુખ્ય ડીસ્ટ્રીકટો દશ છે.

પર્વત.

રૂવેનઝોરી : આ પર્વતની હાર પશ્ચિમ સરહદ પર આલ્બર્ટ અને એડવર્ડ સરોવરો વચ્ચે આવેલી છે. તેની ઉપર ૭૦૦૦ ફુટની ઉંચાઇ સુધી માણસો રહે છે, તેની ઉપર વાંસ અને ઇમારતી લાકડું ઘણું ઉગે છે.

નદીઓ,

કાટોન્ગા, મપાંગા, મુઝીઝી અને સેમ્લીકી.

સરોવરો,

આલ્બર્ટ, એડવર્ડ અને જ્યોર્જ.

એડવર્ડ અને જ્યોર્જ સરોવર વચ્ચે કાઝીંગા ચેનલ છે.

ફોરેસ્ટ.

ઈટિવારા અને કીબાલી.

મુખ્ય શહેર,

ફોર્ટ પોર્ટલ : એ આ ડીસ્ટ્રીકટ તથા વેસ્ટર્ન પ્રોવીન્સનું મુખ્ય મથક છે. તેમાં પી. સી. અને ડી. સી. ની ઓફીસો છે. નાનું ઈન્ડીયન બજાર તથા ત્રણ મીશન છે. બેલ્જીયન કોંગો જવાનો એક રસ્તો અહીંથી થઈને જાય છે.

પાકા રસ્તા,

ફોર્ટ પોર્ટલથી મુબેન્ડી.

,, બરારા ૧૩૧ માઈલ.

,, હોઈમા ૯૦ માઈલ.



## :: અંકોલે ડીસ્ટ્રીકટ ::



આ ડીસ્ટ્રીકટ ટોરો ડીસ્ટ્રીકટની દક્ષિણે ને મસાકાની પશ્ચિમે આવેલી છે. આ ડીસ્ટ્રીકટના રાજાને

મુગાએ કહે છે, તેનો રાજ્યવહીવટ બુગાન્ડાના કબાકા જેવો છે, આ ડીસ્ટ્રીકટનાં ૧૪ પરગણાં છે. આ ડીસ્ટ્રીકટની દક્ષિણ સરહદ પર ડુંગરોની હાર આવેલી છે.

**નદીઓ.**

કાગેરા અને કાગાગા.

**સરોવરો,**

એડવર્ડ, કાચીરા, મબુરો તથા નાંકીવાલી. એડવર્ડ અને જ્યોર્જ સરોવર વચ્ચે કાઝીંગા ચેનલ આવેલી છે.

**ફોરેસ્ટો.**

મારાંગામ્બો અને કાલીન્ઝો. એડવર્ડ સરોવર પાસે આવેલાં છે.

**મુખ્ય શહેર.**

બરારા : અહીંનાં હવાપાણી સારાં છે. તેમાં ડી. સી. ની ઓફીસ છે. ચર્ચ મીશનરી સોસાયટી તથા વાઇટ ફાધરનું મથક છે.

**પાકા રસ્તા.**

| | | | |
|---|---|---|---|
| બરારાથી | લુટોટો | ૪૦ | માઇલ. |
| ,, | કબાલે | ૫૪ | ,, |
| ,, | મસાકા | ૮૮ | ,, |
| ,, | ફોર્ટ પોર્ટલ | ૧૩૧ | ,, |
| ,, | લુહોકો | ૩૫ | ,, |

# — કીગેઝી ડીસ્ટ્રીકટ —

———:o:———

અંકોલે ડીસ્ટ્રીકટની પશ્ચિમે આ ડીસ્ટ્રીકટ આવેલી છે. આની પશ્ચિમ અને દક્ષિણ સરહદો પર મફુમ્બીરો જ્વાળામુખીનાં શીખરો આવેલાં છે. મુખ્ય શીખરો:- સાબીનીઓ, મગાહીંગા, મુહાવુરા, કાવીમ્બીરી, ચીકોમો અને નકાંગવા.

**નદીઓ.**

ઇશાશા, અને નટુંગવે એ નદીઓ એડવર્ડ સરોવરમાં પડે છે.

**સરોવરો,**

એડવર્ડ, બુન્યોન્યી, મટાન્ડા અને મુરેહી.

આ ડીસ્ટ્રીકટનાં ચાર પરગણાં છે. (૧) રૂકીગા (૨) રૂઆન્ડા (૩) રૂજુમ્બુરા (૪) કીન્કીઝી.

કબાલે : ડીસ્ટ્રીકટનું મુખ્ય મથક છે. તેમાં ડી. સી. ની ઓફીસ, પોસ્ટ ઓફીસ અને તાર ઓફીસ છે. અહીંથી બેલ્જીયન કોન્ગો જવાય છે. સન ૧૯૧૪ પહેલાં ગવર્મેન્ટ મથક રૂકીગામાં હતું.

પાકો રસ્તો,

આમાં ફક્ત એકજ છે, જે કબાલેથી બરારા જાય છે. એક નાનો રસ્તો કબાલેથી કુમ્બા સુધીનો છે, આ સિવાય બીજા રસ્તાઓ કાચા અને કોરી સીઝનમાં સાઈકલ તથા મોટર સાઇકલ પર જઇ શકાય તેવા છે.



 

# નોર્ધન પ્રોવીન્સ



આખા યુગાન્ડામાં આ પ્રાંતનો વિસ્તાર ઇસ્ટર્ન પ્રોવીન્સથી સહેજ થોડો છે.

હદ,

પૂર્વે ઇસ્ટિર્ન પ્રોવીન્સ.

દક્ષિણે બુગાન્ડા પ્રોવીન્સ.

ઉત્તરે એંગ્લો ઇજીપ્સન સુદાન.

પશ્ચિમે બેલ્જીયન કોંગો આવેલાં છે.

પર્વતો,

પૂર્વે એમારૂ, નેપોનો, રોમ, નાંગેયા, હરોગો.

ઉત્તરે લાન્ગીઆ, ઇલાલા, ગુલે, એગુ.

નદીઓ,

ઉત્તર તરફથી નાઇલ અને અસુઆ.

પશ્ચિમ તરફથી કાફુ.

સરોવર,

આલ્બર્ટ પશ્ચિમે છે તથા આલ્બર્ટ નાઇલમાં લેઇક રૂબી છે.

ફૉલ.

વિકટોરીયા નાઇલમાં ફજાવ આગળ મરચીશન ફૉલ છે.

પોસ્ટ અને તાર ઓફીસો,

બુટીઆબા, મસીન્ડી ટાઉન અને હોઇમામાં છે. મસીન્ડી પોર્ટમાં ફક્ત તાર ઓફીસ છે.

પાકા રસ્તા.

પાકો રોડ ફક્ત એકજ છે જે મસીન્ડી પોર્ટથી બુટીઆબા સુધીનો છે. બીજા રસ્તા કાચા અને કોરી સીઝનમાં મુસાફરી કરી શકાય તેવા છે.

મુખ્ય ડીસ્ટ્રીકટો,

(૧) બુનીયોરો (૨) ગુલુ (૩) ચુઆ (૪) વેસ્ટ નાઇલ છે.



# બુનીયોરો ડીસ્ટ્રીકટ

આ ડીસ્ટ્રીકટમાં સરોવર આલ્બર્ટ છે.

**નદીઓ.**

નાઈલ, કાકુ, નકુસી. હોઈમાની ઉત્તરે વાકી નદી, મસીન્ડીની ઉત્તરે વૈગા નદી છે, આ નદીઓ આલ્બર્ટ સરોવરમાં પડે છે.

**ફોરેસ્ટો,**

બુડોંગો તે મસીન્ડી ટાઉનની પશ્ચિમે અને બુગોમા હોઈમાની પશ્ચિમે છે.

આ ડીસ્ટ્રીકટનાં છ પરગણાં છે, આ બધાનો ઉપરી મામી તે મુકામા કહેવાય છે. તેનો કારભાર બુગાન્ડાના કબાકા જેવો છે.

**મુખ્ય શહેર,**

મસીન્ડી : નાઈલ નદી પર આવેલા મસીન્ડી પોર્ટથી ૨૬ માઈલ પર આવેલું છે. આમાં નોર્થન પ્રોવીન્સના પી. સી. ની ઓફીસ છે. તથા આ ડીસ્ટ્રીકટનો ડી. સી. પણ અહીં રહે છે.

મસીન્ડી પોર્ટ : કીઓગા સરોવર પર બંદર છે, તેનાં હવાપાણી ઘણાં મલેરીઅસ છે.

**હોઈમા : બીજું મોટું શહેર છે પહેલાં ગવર્મેન્ટ મથક અહીં હતું.**

બુટીઆબા : આલ્બર્ટ સરોવર પર બેલ્જીયન કોંગોમાં જવાના રસ્તા પર બંદર છે. મસીન્ડી પોર્ટથી અહીં સુધી ટ્રાન્સપોર્ટની સગવડ સારી છે.

મુખ્ય રસ્તા.

| | | | |
|---|---|---|---|
| મસીન્ડીથી | મસીન્ડી પોર્ટ | ૨૯ | માઇલ. |
| ,, | બુટીઆબા | ૪૭ | ,, |
| ,, | હોઇમા | ૩૪॥ | ,, |
| ,, | અટુરા ફેરી | ૫૨॥ | ,, |
| ,, | પોર્ટથી બુટીઆબા | ૭૬ | ,, |

0

## * ગુલુ ડીસ્ટ્રીકટ *

:o:

બુનીયોરોની ઉત્તરે ગુલુ ડીસ્ટ્રીકટ આવેલી છે.

નદીઓ.

આલ્બર્ટ નાઇલ, અસુઆ, ઉન્યામા અને ટોચી છે.

આ ડીસ્ટ્રીકટની ઉત્તરે આવેલું નીમ્યુલે આ ડીસ્ટ્રીકટમાંથી જુદું પાડી સને ૧૯૧૨ થી એંગ્લો ઇજીપ્શન સુદાનનું ગવર્મેન્ટ મથક બનાવ્યું છે.

મુખ્ય શહેર.

ગુલુ : સને ૧૯૧૧ થી ગવર્મેન્ટ મથક નક્કી થયું છે, તે પહેલાં આલ્બર્ટ પર કોબા ગવર્મેન્ટ મથક હતું.

રસ્તા.

ગુલુથી કીટગુમ ૫૭ માઇલ.
,, અટુરા ૪૮ ,,
,, વિકટોરીયા નાઇલ પર પોર્ટ લીરી
(મોટર સાઇકલ રોડ ૬૫ માઇલ.)

## — ચુઆ ડીસ્ટ્રીક્ટ —

———— (o): ————

આ ડીસ્ટ્રીક્ટ ગુલુ ડીસ્ટ્રીક્ટની પૂર્વે આવેલી છે. આ ડીસ્ટ્રીક્ટની ઉત્તર સરહદ પર ઘણા પર્વતો છે.

નદીઓ.

અસુઆ : ઉત્તર તરફ જાય છે અને નાઇલ નદીને મળે છે.

પેજર : કીટગુમ આગળ થઇ અસુઆ નદીને મળે છે.

નામુર : નાઇલ નદીને મળે છે.

એમોરૂ : ઉત્તરમાં સુદાન તરફ જાય છે.

આ ડીસ્ટ્રીકટમાં ઘણાખરા રસ્તા બાઇસીકલ તથા મોટર સાઇકલના છે.

**રસ્તા.**

કીટગુમથી ગુલુ ૫૭ માઇલ.
,, લીરા ૯૫ માઇલ.
,, મેડીઅલ કેમ્પ ૬૨ માઇલ.

**મુખ્ય શહેર.**

કીટગુમ : આ ટેમ્પરરી ગવર્મેન્ટ મથક અને ૧૯૧૨ થી નક્કી થયું છે. તેમાં ડી. સી. ની ઓફીસ છે. અહીંથી મોટર રસ્તે સુદાન જવાય છે.

## – વેસ્ટ નાઇલ –

આલ્બર્ટ નાઇલથી પશ્ચિમનો ભાગ તે વેસ્ટ નાઇલ છે. સરોવર આલ્બર્ટ ન્યાંઝા છે, નાની નદીઓ ઘણી છે, તે બધી નાઇલને મળે છે.

આ ડીસ્ટ્રીકટમાં નાના નાના પર્વતો છે. તે પર વાંસ ઘણા થાય છે.

**રસ્તા,**

અરૂઆથી વિકટોરીયા નાઇલ પર મુટીર ૪૪ાા માઇલ.
બીજા રસ્તા સાઇકલ તથા મોટર સાઇકલના છે.
અરૂઆ : ગવર્મેન્ટ મથક છે.

# — રૂડોલ્ફ પ્રોવીન્સ —



આ પ્રાંત યુગાન્ડાના ઇશાન ખૂણામાં આવેલો છે. આ આખો પ્રાંત તદન જંગલી અવસ્થામાં છે. આમાં રૂડોલ્ફ નામનું સરોવર છે, જેના નામ ઉપરથી રૂડોલ્ફ પ્રાંત પડેલું છે. થોડા વખતથી આ પ્રાંતમાં ગવર્મેન્ટ મથક સ્થાપવામાં આવ્યું છે.



# :: યુગાન્ડાનો પ્રાચીન ઈતિહાસ ::

યુરોપીઅનો આવ્યા પહેલાંનો આ દેશનો ઇતિહાસ ફક્ત અહીંના લોકોમાં પ્રચલિત દંતકથાઓ પરથીજ જાણી શકાય છે.

દંતકથાઓ પણ ઘણા મોટા પ્રમાણમાં છે. પરંતુ જે સામાન્ય રીતે બધી દંતકથાઓ સાથે મળતી થાય છે તેનો અત્રે ઉપયોગ કરવામાં આવેલો છે.

ઘણા લાંબા સમય પહેલાં જ્યારે આ દેશના માણસો તદ્દન જંગલી હતા ત્યારે ઇશાન ખુણામાંથી એક "બાહીમા" નામની જાતે આ દેશ ઉપર હલ્લો કર્યો અને પોતાનું રાજ્ય સ્થાપ્યું. આ જાતનો પહેલો રાજા (કબાકા) કીન્ટુ નામે હતો અને તેની પછી આજ સુધીમાં ૪૦૦ થી વધુ વરસમાં ૩૨ રાજા થયા છે. તે વખત દરમિઆન અહીંયાંના બધા પ્રાંતો– બન્યોરો, બુગાન્ડા, ટોરો, બુસોગા એકજ રાજસત્તાના હાથ નીચે હતા. આ લોકોના રિવાજ પ્રમાણે પોતાની મરજીમાં આવે તેમ રાજધાની ફેરવતા. આ મુદત દરમિઆન બાજી ઘણી જાતો જેવી કે:- લાન્ગો, અચોલી, ટેસો વગેરેએ આ મુલક પર ચઢાઈ કરેલી. પરંતુ તેઓ ફાવી શકેલા નહિ.

આ દેશમાં પહેલવહેલા પરદેશી લોકો આવવાની નિશાનીઓ ક્યાગાગુ નામના ક્યાકાના વખતથી જડે છે. તેની પાસે પ્યાલાઓ અને થાળીઓ વગેરે પહેલવહેલાં હતાં. આ માલ આરબ લોકો ઝાન્ઝીબાર તરફથી લાવતા. તે પછી ઈ. સ. ૧૮૬૨ ની સાલમાં પહેલવહેલા યુરોપીઅનો સ્પીક અને ગ્રાન્ટ આવ્યા. તેમણે નાઈલ નદીનું મૂળ રીપન ફોલ્સ શોધી કાઢયું પછી સર સેમ્યુઅલ બેકર ઈજીપ્તથી ટુકડી ઈ. સ. ૧૮૭૨ માં અહીંઆં આવ્યો. થોડા સમય પછી જનરલ ગોર્ડન સુદાનના ગવર્નર તરીકે આવ્યો અને તેણે આ દેશમાં બે અંગ્રેજ લોકોનાં મથક બનાવ્યાં. ઈ. સ. ૧૮૭૫ ની સાલમાં સ્ટેન્લી આવ્યો તે આ લોકોની રાજ્ય-પદ્ધતિ વગેરે જોઈ ઘણો ખુશ થયો અને તેણે અહીં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા માટે પાદરીઓ મોકલવા ઇંગ્લાંડ પત્ર લખ્યો, તેથી ઈ. સ. ૧૮૭૭ ની સાલમાં પહેલી પાદરીઓની ટુકડી ઝાન્ઝીબારને રસ્તે અહીં આવી. એમને મુટેસાએ સારો આશ્રય આપ્યો. ઈ. સ. ૧૮૮૪ માં મુટેસા મરી ગયો અને તેની પછી તેનો છોકરો મ્વાન્ગા ગાદી પર આવ્યો. મ્વાન્ગા ઘણોજ દુર્ગુણી અને ખરાબ ચાલનો હતો. જેથી તે તેની મુસલમાન અને ખ્રિસ્તી બેઉ પ્રજાઓને તે ગમતો નહિ. મ્વાન્ગાને તેના નાસ્તિક સલાહકારોએ એમ ભરાવ્યું કે યુરોપીઅનો તારો દેશ લઈ લેવા આવ્યા છે. આ ભંભેરણીના પરીણામે જ્યારે બીશપ હેનીંગ્ટન બુસોગામાં થઈને આવતો હતો ત્યારે તેણે બીશપને મરાવી નંખાવ્યો. તે પછી તેણે

ખ્રિસ્તીઓને સખત ત્રાસ આપવા માંડ્યો. એક તરફથી મુસલમાન પ્રજા પણ તેની વિરૂદ્ધ હતી, અને તે લોકોના સાંભળવામાં એમ આવ્યું કે બેઉ ધર્મવાળા મોટા મોટા માણસોને મ્વાન્ગા હોડીઓમાં બેસાડી કોઇ એવા બેટ પર મૂકી આવવાનો છે કે જ્યાં તેમને ભુખમરાથી મરવું પડશે. આથી બધી પ્રજાએ બળવો જગાવ્યો અને તેના પરિણામે મ્વાન્ગાને ઇ. સ. ૧૮૮૮ માં ગાદી છોડી ભાગી જવું પડ્યું. આ પછી તેનો દીકરો ગાદીએ આવ્યો તેણે નાના જીલ્લાઓની સુબાગીરી ખ્રિસ્તી તેમજ મુસલમાન ધર્મ પાળતા સુબાઓને સરખે ભાગે વહેંચી આપી. પરંતુ મુસલમાનો આથી નારાજ થયા અને ખ્રિસ્તીઓને હેરાન કરવા લાગ્યા. તેના પરિણામે ખ્રિસ્તીઓને પણ અંકોલેના રાજા ન્ટાલેના શરણ નીચે જવું પડ્યું અને અહીંઆંથી તેમણે બુગાન્ડાના ખેડુતો જેઓ મુસલમાની રાજ્ય નહોતા પસંદ કરતા તેમની સહાય લીધી. ખ્રિસ્તીઓમાં પણ કેથોલીક અને પ્રોટેસ્ટંટ શાખાવાળાઓને કુસંપ હતો. પરંતુ આખરે તેઓ મ્વાન્ગાને ગાદી પર પાછો લાવવા સંમત થયા. સેસ બેટમાંથી મ્વાન્ગા પાછો આવ્યો અને મુસલમાનો સાથે કેટલીક સખત લડાઇઓ પછી તે ઇ. સ. ૧૮૮૯ (ઓક્ટોબર) માં ગાદી પાછી મેળવી શક્યો. આ લડાઇઓ વખતે સ્ટોક્સ કરીને એક યુરોપીઅને મ્વાન્ગાને ઘણી મદદ કરી હતી. તેણે મી. જેક્સનને એક કાગળ લખ્યો અને તેને લીધે જેક્સનને બ્રીટીશ ઇસ્ટ આફ્રિકા કંપનીએ આ તરફ મોકલ્યો. તેને યુગાન્ડામાં ન પેસવાની સલાહ

આપવામાં આવી હતી. જેકસને બ્રીટીશ રાજ્યસત્તાનો વાવટો મ્વાન્ગાને મોકલાવ્યો અને જણાવ્યું કે આ સ્વીકારવાથી બ્રીટીશ રાજ્યના રક્ષણ હેઠળ તું આવશે અને તને પુરી મદદ આપવામાં આવશે. મ્વાન્ગાએ આ વાવટો સ્વીકાર્યો પરંતુ જેકસનને પોતાના મુખ્ય સ્થળે પાછા આવતાં ખબર પડી કે તેની ગેરહાજરી દરમિઆન ડૉ. પીટર્સ કરીને એક જર્મને હલ્લો કરીને તેનો બધો પત્રવહેવાર વાંચી લીધો હતો. પીટર્સે આ પત્રવહેવાર વાંચીને એકદમ મ્વાન્ગાને જર્મન રક્ષણ સ્વીકારવા કોશીશ કરી, પરંતુ અહીંના લોકોએ તેમ કરવા ના પાડી. બીજી બાજુથી જેકસન આ ખબર સાંભળતાં એકદમ લશ્કર લઈને ઈ. સ. ૧૮૯૦ માં આવ્યો પરંતુ એવામાં યુરોપમાં જર્મનીએ ઈંગ્લાંડને સલાહની રૂએ યુગાન્ડા સોંપી દીધો. આ પછી બ્રિ. ઈ. આ. કંપની તરફથી સર લુગાર્ડ સત્તા જમાવવા આવ્યો અને તેણે આવીને ઈ. સ. ૧૮૯૦ ના ડીસેમ્બર મહીનામાં મ્વાન્ગા પાસે એક કરારનામું કરાવી લીધું. આ કરારનામાની રૂએ ફરી રોમન કેથોલીક અને પ્રોટેસ્ટંટ લોકો વચ્ચે ઝગડા પેઠા, પરંતુ ધીરેધીરે મુસલમાનો કે જે પહેલાં ભાગી ગયા હતા તેમની હેરાનગતી વધતી જતી હોવાથી બંનેને ફરી સુલેહ કરવી પડી. મુસલમાનોને હરાવવા માટે લુગાર્ડ તથા કેપ્ટન વીલીયમ આવ્યા અને મુસલમાનોને સખત હાર આપી.

આ વખતની અહીંઆંની સ્થિતિ જોઈને લુગાર્ડે બાજી

મદદ લેવા માટે ટોરો તરફ ગયો. પરંતુ તે અરસામાં અહીંઆં કેથોલીક અને પ્રોટેસ્ટંટો વચ્ચે ઘણો કુસંપ થઇ ગયો હતો, જેથી કેપ્ટન વીલીયમ મહા મુસ્કેલીથી કામ ચલાવતો હતો. લુગાર્ડે પાછા આવી મ્વાન્ગાને જણાવ્યું કે તારે ફ્રેન્ચ લોકોનો (કેથોલીક) પક્ષ છોડી દેવો પરંતુ તે તેણે માન્યું નહિ અને કંપાલા (લુગાર્ડ જે જગાએ રહેતો હતો તે) ઉપર હલ્લો કર્યો. ઇ. સ. ૧૮૯૨ ફેબ્રુઆરી આ હલ્લામાં તેને સખત હાર મળી જેથી તેને બુકોબા નાસી જવું પડયું. ત્યાંથી લુગાર્ડે ફરી પાછો બોલાવ્યો, અને એક નવા કરાર-નામા પર તેની સહી કરાવી લીધી અને ઇ. સ. ૧૮૯૨ ના માર્ચ માસમાં ફરી ગાદી પર બેસાડ્યો. આની સાથે સાથે મુસલમાનો તેમજ ખ્રિસ્તીઓ પાસે પણ કરારનામાં કરાવી લીધાં, જેની રૂએ ખ્રિસ્તીઓને બુડુ પરગણું ને મુસલમાનોને નાની નાની જગ્યાઓની સુબાગીરીઓ મળી છે.

યુગાન્ડાના રક્ષણનો ખર્ચ ભારે પડતો હોવાથી બ્રી. ઇ. આ. કંપનીના ડાયરેક્ટરોએ લુગાર્ડને ઇ. સ. ૧૮૯૨ ની આખરે ખાલી કરવા જણાવી દીધું. આથી લુગાર્ડે જાતે ઇંગ્લાંડ જઇ ડાયરેક્ટરોને અહીંઆંની ખરી સ્થિતિથી વાકેફ કર્યા. ઇંગ્લાંડ પહોંચતાંજ તેને માલમ પડી ગયું હતું કે બ્રિટીશ સરકારે હવેથી યુગાન્ડાના રક્ષણ માટે કંપનીને પૈસા આપવા ના પાડી છે. પરંતુ લોક લાગણી તદ્દન વિરૂદ્ધ હોવાથી ઇંગ્લાંડની સરકારે સર પોર્ટલને અહીંઆંની ખરી

સ્થિતિ તપાસવા માટે કમિશ્નર તરીકે મોકલ્યા. તેના આવવા દરમિઆન યુગાન્ડા રેલ્વેના સર્વે ખાતાવાળા મેકડોનલ્ડને યુગાન્ડામાં આવી અહીંઆં થતાં તોફાનો સમાવવા માટે મોકલાવી આપ્યો. ઈ. સ. ૧૮૯૩ ના માર્ચ મહીનામાં પોર્ટલ આ દેશમાં આવ્યા. તેણે કંપનીનો વાવટો કાઢી નાખી બ્રીટીશ રાજ્યનો વાવટો ચઢાવી દીધો. પોર્ટલ અઢી મહીના આ દેશમાં રહીને પોતાની તબીઅત ઠીક ન રહેવાના કારણે મેકડોનલ્ડને ચાર્જ સોંપી પાછો ગયો. તેની ગેરહાજરી દરમિઆન અહીંઆં ઘણીજ અંધાધુંધી ચાલી રહી હતી. સને ૧૮૯૩ માં કોલ્વીલ આ દેશમાં આવ્યો. અને તેણે બુનીયોરોના રાજા કબરેગાને હરાવ્યો. અને તેના લશ્કરને વીખેરી નાખ્યું ને તેને પોતાનો દેશ છોડી ભગાડી મૂકયો. ઈ. સ. ૧૮૯૪ ના ઓગસ્ટમાં કોલ્વીલે યુગાન્ડાને બ્રિટનના રક્ષિત રાજ્ય તરીકે જાહેર કર્યું. આ વર્ષના આખરે કોલ્વીલ પાછો ગયો અને તેને બદલે બર્કલી આવ્યો. ને પછીનાં બે વર્ષ સુલેહશાંતિમાં પસાર થયાં. આ વખત દરમિઆન દેશ ઘણોજ આબાદ થવા લાગ્યો અને રેલ્વેનું કામ ઈ. સ. ૧૮૯૬ માં શરૂ થયું. તે સને ૧૯૦૧ માં વિક્ટોરીયા સરોવરના કિનારા સુધી આવી પહોંચ્યું. ઈ. સ. ૧૮૯૬ ની સાલમાં યુગાન્ડાની સરહદમાં અન્ચોરો ને બુસોગાને જોડી દીધા. ઈ. સ. ૧૮૯૭ માં જ્યારે બર્કલી રજા પર હતો અને તેની જગાએ ટર્નર કામ ચલાવતો હતો. તેના વખતમાં

બ્રિટીશ રાજ્યની સામું કાવતરૂં ચલાવવા માંડ્યું. વીલ્સન જે યુગાન્ડાનો સુબો હતો તેને આ વાતની ખબર પડતાં તેણે કેટલાક આગેવાનોને કેદ કર્યા. આ ઉપરથી મ્વાન્ગા જે ખાનગી રીતે આ કાવત્રું ચલાવતો હતો, તેણે ખુલ્લો બળવો જાહેર કર્યો અને બળવાખોરોને હરાવ્યા અને મ્વાન્ગા જે જર્મન સરહદમાં નાસી ગયો તેને કેદ કરી આણ્યો. મ્વાન્ગાને બદલે તેના બાળક દાઉદીઆને ગાદી પર બેસાડ્યો અને નેટીવ રાજ્યસત્તા ત્રણ ટ્રસ્ટી નીમીને ચલાવવા માંડી. થોડા વખત પછી અહીંના સુદાની લશ્કરે કંઇક અસંતોષને લઇને બળવો કર્યો અને તેણે ત્રણ યુરોપીઅનોને મારી નાખ્યા. આ બળવામાં જેલમાંથી નાસી ગએલ મ્વાન્ગા અને બન્યોરોનો રાજા કબરેગા જેને આ દેશમાંથી નાસી જવું પડ્યું હતું તેઓ પણ ભળ્યા હતા. પરંતુ આખરે ૧૮૯૯ માં મ્વાન્ગા અને કબરેગા બંનેને પકડવામાં આવ્યા અને તેમને મોંબાસા તરફ મોકલાવી દીધા. ત્યાંથી તેમને સીસીલીસ ટાપુમાં લઇ જવામાં આવ્યા, ત્યાં મ્વાન્ગા સને ૧૯૦૩ માં મરી ગયો. આ પછીથી આજસુધી આ દેશનું રાજ્ય બરાબર સુલેહશાંતિથી ચાલે છે.

મી. બર્કલી પછી પહેલવહેલા કમિશ્નર તરીકે સર જોહાન્સ્ટનને મોકલવામાં આવ્યો અને તેણે સને ૧૯૦૦ માં એક નવુંજ કરારનામું બનાવ્યું. આ કરારનામાથી અહીંયાંની નેટીવ રાજ્યસત્તાને નેટીવો ઉપર પુરેપુરો અધિકાર મળ્યો,

અને તે લોકોની એક પાર્લામેન્ટ કે જે ૨૦ પરગણાંના સુબાઓ અને ૬૬ રાજાના નીમેલા સભાસદો અને ત્રણ ટ્રસ્ટીઓની બનાવી છે. તેને કાયદા બનાવવાની તથા ન્યાય આપવાની સત્તા આપી દીધી, પરંતુ તેમાં કાયદા પસાર કરીને ગવર્નરની મંજુરી લેવી એટલી શરત રાખી.

ઈ. સ. ૧૯૦૨ માં સર જેમ્સ સેડલર, ઈ. સ. ૧૯૦૫ માં સર હેસ્કેથ બેલ આવ્યા અને તેને ઈ. સ. ૧૯૦૭ થી ગવર્નરનો હોદ્દો મળ્યો, ત્યારપછીના અહીંના બધા ઉપરી અધિકારીઓ ગવર્નર તરીકે ઓળખાય છે.

